બનામે ખુદા.

ધી પરશીયન ડ્રૅમેટીક કંપની

# "રૂસતમ—સોહરાબ."

ના ગાયનો.

લખનાર—મહેરવાન બી. ઈરાની.

ગાયનો જોડનાર—મી૦ અમનશાહ એમ. ગાર્ડ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ધી પરશીયન ડ્રૅમેટીક કલબના માલેક**
**મી૦ મહેરવાન બી. ઈરાની.**

☞ "રૂસતમ સોહરાબ" નાટકનો તમામ હક પરશીયન ડ્રૅમેટીક કંપનીના એકલા માલેકનો છે. કોઇએ પણ કશો ભાગ ભજવવો નહી.

કીંમત ચાર આના.

૧૯૨૦



---

આ પુસ્તક નં૦ ૨૩૭, બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મધે આવેલાં
**'નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ'**માં મી૦ અરદેશર ખરશેદજી
દેશાઇએ છાપ્યું છે. અને **મી૦ મેહેરવાન**
**બી૦ ઇરાની**એ ધોબીતળાવ મુંબઈ
મધેથી પ્રગટ કર્યું છે.

# જાહેર—ખબર.

## લ્યો—આ વલી કાંઈ નવુંજ છે!

બાપના બપાવા અને તેના દાદા જે કાંઈ કરતા આવ્યા
હોય તે કરીને બેસી રહેવાનો આ જમાનો નથી.
આજે તો દરરોજ કાંઇ નવું-નવું અને નવુંજ જોઇએ
બાનુઓ માટે.
તરેહવાર અત્યંત આરતીસ્તીક ડીઝાઇનોમાં તેમજ જાત
જાતનાં રંગોમાં ચુંદરીઓ છાપી આપીએ છે.
સ્કુરર્તની ચુંદરી નવી નવી અપતુડેટ ફેશનની
બનાવવાની પેહલ ફકત અમારીજ છે,
જેની નકલો થવા માંડી છે, એજ
હમારાં કામની ખુબી છે.
નમુનો જુઓ,

# જુની દેશાઈની કું૦.

## કપડાં રંગનારા તથા છાપનારા

ધોભીતલાવ નવાં આતશબેહરામની સાંમે.

૪૦ વરસની જુનીં અને જાણીતી

# એમ૦ રબાડીની કુંપની'

# કાફીવાળા.

## શું પીશો? ચાહ કે કોફી!

એ બેમાંથી કાંઇ પણ ચીજો જોઇતી હોય તો નીચલીજ દુકાને પધારજો કે જ્યાંથી તમુને પાછા ફરવું પડશેજ નહી.

હમારે ત્યાં હર વખત નીલગીરીથીજ ડાયરૅકટ ચાહ આવે છે જે બજારમાં વેચાતી સઘળી ચાહ કરતાં ચઢીયાતી છે.

હમારી (ગૅરંટીડ પ્યોર) મોખા કૉફી બીજી તમામ જાતની કૉફીમાં શ્રેષ્ટ છે.

જે દરરોજ ઇલેકટ્રીક મશીનમાં છેલ્લામાં છેલ્લી રૂઢીથી તૈયાર થાય છે.

એક વખત જરૂર ટ્રાયલ આપવે ખાત્રી થશેજી.

બહાર ગામના ઘરાકો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે ને માલ વી. પી. થી મોકલવામાં આવે છે.

# બનામે ખુદા

શુકર ગુજારૂચ તે બારે હકતાલાની દરગાહમાં કે તે સર્વ શકિતવાન સાહેબે મને તમો મહેરબાન તમાશબીનોના સનમુખ લગભગ પચાસ વરસ પછી કયાની કીસ્સો સજીવન કરવાને શકિતમાન કીધો છે. તે કયાની કીસ્સો તે જગપ્રસીદ્ધ થયલી "રૂસ્તમ સોહરાબ"ની કથા છે. અને એ કથાને મેં મરહુમ મહાન કવિ ફીરદોષી તુસીનાં શાહનામા અને મરહુમ મી૦ ખોરીનાં લખાણ પરથી નાટકનાં રૂપમાં ફેરવવાની કોશેષ કીધી છે જેમાંનાં થોડાક સીન મેં મારી નાકેશ શકિત મુજબ લખવાની તજવીજ કરીને લખ્યા છે. હવે તે દેખાવોમાં જો તમો વ્હાલાં વાંચકોને કાંઈપણ ખામી જણાય તો હું આશા રાખું છુ કે તમો નાબતીની નજરે જોશો.

હવે એ દીલ ઉશકેરનારા કીસ્સામાં મેં કોમીક બાબત ઉમેરીને કચુબર કરવા જેવું કશું જ કીધું નથી જે આશા છે જે તમાશબીન પ્રજાને જરૂરજ ગમશે. કારણ કે આવા હૃદયભેદક પ્લોટ સાથે કોમીક વળુ આમેજ કરવાનું મને મારા નાકેશ વિચાર મુજબ વાજબી લાગું નથી.

હવે તમો શોખીન સજ્જનો જાણો છો તો ખરા કે વીસમી સદીનાં આપણાં "મકોરી પહેલવાનો" કેવા હોય છે તે? ત્યારે મેં પણ આએ જમાનાને અનુસરતાજ પહેલવાનો દેખાડવાની કોશેશ કીધી છે કારણ કે અસલી જમાનાં જેવા બુલંદ કદનાં માણસો તો હમણાં ઘંહુમાં કાંકરા મીસાલ છે. એટલે તેવા માણસો મેળવવાની મુશકેલી તો શ્યાણાં શખ્સો જરૂરજ સમજશે.

આએ ખેલ પાછળ ઘણોજ ભારી ખરચ કીધો છે કે જે એના ડ્રેસો અને તેની કોસચ્યુમ પરથી અટકલી શકાશે.
આએ કયાંની નાટક સ્ટેજ કરવાની મારી પહેલીજ કોશીષ

છે અને દરેક સાચ્ચા દીનચુસ્ત જરથોસ્તીઓની ફરજ છે કે તેઓએ એ ખેલ જોવો અને પોતાનાં ઉછરતાં બાળકોને પણ તે દેખાડવો કે જેથી તેઓમાં અસલી જોમ અને જુસ્સો ઉભરી નીકળે.

આ નાટક લખવામાં અને શાહનામાં પરથી તરજુમો કરવામાં મને મારા ભાઈ મી૦ ખુદાબક્ષ બી. ઇરાની કે જેઓ એલફીસ્ટન કોલેજમાં પરશીયનના પ્રોફેસર છે, તેઓએ ઘણીજ કીંમતી મદદ કીધી છે તેઓનો તેમજ આ ખેલના તમામ ગાયણ જોડનાર મારા લાયકીવાળા મીત્ર મી૦ બહમનશાહ એમ. ગાર્ડ કે જેઓ મારી કલબનાં ડાયરેકટર છે તેઓનો તેમજ મારા હારમોન્યમ માસ્તર મી૦ કરૂણાશકર તથા મી૦ લખમીદાસ, અને છેલ્લે મારા સઘળા વફાદાર એમેચ્યુઅરસોનો તથા શોખીન પ્રજા જે મહને આશરો આપે છે તે સઘળાંનો ઉંપકાર માની આ દિબાચો હું ખતમ કરૂં છું.

ફરી એકવાર તે પાક પરવરનો ઉપકાર માનતો,

હું છું,

**મહેરવાન બી૦ ઇરાની.**

મુંબઇ તા૦ ૧૫-૬-૨૦

---

બનામે ખુદા.

# રૂસ્તમ—સોહરાબ.

—o:o—

નાટકના પાત્રો.

## ઈરાનીઓ.

કાઉશ ... ... ઇરાનનો બાદશાહ.
રૂસતમ ... ... સરદારોનો વડો.
ગોદરેજ ... ... કાઉશનો વજીર.
તુસ ... ... એક ઇરાની શાહજાદો.
હજીર ... ... ઇરાની પહેલવાન.
ઝવારે ... ... રૂસતમનો બીરાદર.
જાલેજર ... ... રૂસતમનો પીદર.
ગોરદા ફરીદ ... ઇરાની બાનુ પહેલવાન.

## તુરાનીઓ.

અફ્રાસીયાબ ... તુરાનનો બાદશાહ.
કસરેવજ ... ... તેનો ભાઇ.

## સમનગાનીઓ.

રજમ .. ... તેહમીનાનો ભાઇ સોરાબનો મામો.
સોહરાબ ... ... રૂસતમનો બેટો.
તેહમીના ... ... સોહરાબની માદર

સરદારો, દરબારીઓ. પહેલવાનો વગેરે.

## સ્થલ.

ઈરાન, તુરાન, સમનગાન.

બનામે ખુદા.

# રૂસતમ—સોહરાબ.

## ગાયનો.

( ૧ )

ઇરાન મુજના પ્યારા ઓ કદીમ વતન,
કીઆની પીરકાનો તું છે સ્થંભ,
ન્યાગાનો, પેહેલવાનોના રૂહને મારૂં નમન—ઇરાન૦
હરપલ ગાવું ગુણ હું તારા, યઝદાં મુજને હરપલ તારી પનાહા
—કદીમ વતન૦.

( ૨ )

બીછાંઉ મક્કરની એવી જાળ, દુશ્મનને કરૂં હું પામાલ,
મારા ફરેબના ફાંદામાં ફસાવીને કરૂં મુદદઈઓના બુરા હું હાલ
—બીછાંઉ૦
અથરાઅથરીના મારામારીના, કારસ્તાનીના મારા છે કામ,
આગ સળગાવું હું એવી તેજ, જોઈ લેવો પછી તેનો ફેજ,
કરૂં કાવાદાવાથી હું ઇરાનનો નાશ, કારસ્તાની કસરેવજ મારૂં
નામ—બીછાંઉ૦

( ૩ )

પાળનહાર, જગ કીરતાર, કીસ્તી મારી પાર કરો,
સાંભળી ફરીયાદ મારી દયા મુજપર દાતાર હવે કરો—પાળનહાર૦
આશા બર લાવી મારી દીલને મારા શાદ કરો,
દાસની અરજ સાંભળી ખુદા દયા રેહેમ મુજપર કરો,
મુજ ગરીબ પર આભાર તમે કરો—પાળનહાર૦
ગાફેલ હું બંદો તારો આપ મને હુશ્યાર કરો,
ફતેહ બક્ષી ફીરોઝગર કરો—પાળનહાર૦

( ૪ )

જગવાલીરે મુશકીલ મારી તાલી ખુદા ફતેહ આ વાર મને બક્ષજોરે
વીનંતી કરૂં હું, પાએ પરૂં હું, મદદે આ વાર મારી આવજોરે —જગવાલીરે
ખુદા તું થા આજ મેહેરબાન, મુશકીલ કર આશાન
ગુનહા માફ કર યઝદાન, બંદો છું નાદાન
બમુરી દેહડ માલેસે નરહઅીર, કુંન્દ પશહબર પીલે દલીર
જાહનરા બુલંનદી પસતી તોઇ, નદાનમ હરચે હસની તોઇ

( ૫ )

તારી સુરત ઉપર પ્યારા વારી
તારી પ્રીતમાં થઇ હું તો દીવાનીરે, મને મારી કલેજે કતારી —તારી સુરત૦
કજા ભરેલો તીર મને મારયો તેં કારી
કરાર છીનવી મારો હાય જફા ગુજારી
દુશ્મનથી કીધી મેં હાય દીલદારી, થઇ ગમખ્વાર હું તો ભારીરે —તારી પ્રીત૦

( ૬ )

(રૂશતમ)

શેર.

સાહેબથી સૌ કામ બને, બંદો ધોકા ખાય
બંદગીથી બળવંત બને, નર ઉદાસ ન થાય
નમીને માગું મઓલા મદદ મહેરબાની આજ તારી
ઉતારજો પાર દાતાર દાસનો હાથ ઝાલી
એક હૂં બી બંદો તારો, તારા પગનો છું રીઝાલો
આભારો બંદા પર કીધાયને કરજે મને આશ તારી—ન૦

શેર.

તારૂં ચીત્યું નહી થશે કરશે બહુ તું ચીત
તેનું ચીત્યું હર થશે, તેપર રહું નચીંત—એક હુંબી૦

(૭)

તજી દે તુ ગર્વ અરે શાહા ગુમાની, નહી રહેશે જાવેદાન
તારી સુલતાની
હસાવશે તે આજે તો રડાવશે તે કાલે, તુંહાઇ તારી તોરી
તે કરશે ખુવારી—તજી૦
શાંની તુ ગરૂરી કરેચ એ દહેકાની, આખર તું છે ફાની, ચાર
દીનની જીંદગાની—તજી દે૦
અપાવી મેં બાદશાહી તો કીધી તેં બેઇમાની,
ફાની જીંદગાની છે ફાની સુલતાની—તજી દે૦

(૮)

ખુદા તુ થા મુજપર મેહેરબાન આફતમાં બંદો હું હયરાન
ભરોસો મુજને છે હરઆન, તું છે યઝદાન, મારો રહેમાન
હા તુ પ્યારા જગનો છે સુલતાન મારો કદરદાન
સરપર હરપળ, ઘડી ઘડી પળ પળ થયો પરેશાન
કમતર બંદો હરપળ હરઆન કર આસાન,
લાજ આજ તારે હાથ કાજરાજના સુલતાન.

(૯)

ખેંચી પાપણનું તીર ભવાં પર કલેજાંને પાર મારા કીધો
મારા દીલનો શીકાર તેં કીધો—ખેંચી૦
જોઈ સુરત મેં હાય તારી ખોઇ સુદ્ધ બુદ્ધ મેં મારી
મસ્તાની, દીવાની, હું ઘેલી બની
હાય હાયરે પ્યારા મારા જીવને બેકરાર ગમખુવાર નાશાદ
કીધો—ખેંચી૦

(૧૦)

હીકમતવાલો ફીતરતવાલો
અકૂાઇથી એવી બાજી હું માડું, બાપ બેટાને લડાવી મારૂં
રૂસ્તમ મુવો તો પીડા પની, ને સોહરાબ મુવો તો પાપ પત્યું
ઇરાનને માથે બરગેસ્તી લાવું તુરાનનો ફેરવું સીતારો.

( ૧૧ )

કરીમ કદરદાન અહુરમઝદ યઝદાન
તું મારો રહેમાન, દીનાનાથ દીન દયાલ,—કરીમ.
દાદાર લેજો દાદ મારી, ગરીબપર રહેમ તમારી
દાવર મારી જોઈને લાચારી આપજો મને યારી
અસલી કુવત મારૂ આ વખતે બખશી કુરૂપા કરજો રહેમાન
—કરીમ.

( ૧૨ )

હાય હાયરે થયો ખુની મૌતનો શીકાર, લીધો બેટાનો મેં પ્યારો જાન
માફ કરજે વહાલા બેટા બલવાન, નહી આપી માદરે તારી પીછાન—હાય.
તારા મૌતથી થયો હું હાય ગમખુવાર, મુવો મુવો હું રૂશતમ પહેલવાન—હાય.
બુરે વખતે થયો તારો જનમ, નહી આપ્યો કોઈએ તારો ભરમ
હું શું જાણું કે તું છે મારો પ્રાણ, હાય હાયરે મુવો આજે બેટો અંજાણ—હાય હાયરે.



# ધી પરશીયન એમેચ્યુઅર્સ ડ્રેમેટીક કલબ.

આ કલબમાં કંઈ પણ ફી લીધા વગર મેમબરોને દાખલ કરવામાં આવે છે અને જે સાહેબ રાજી ખુશીથી પોતે ભાગ ભજવવા ખુશી હોય તેવણને એ કલબનાં ચુનંદા નાટકોમાં પાર્ટ આપવામાં આવે છે, ગાયનો તાલ સુરથી ગાતા બતાવવામાં આવે છે અને સ્ટેજપર કામ કરવા માટેની અચ્છી તાલીમ આપીએ છીએ.

આ કલબમાં અઢાર વર્ષની નીચેનાં અને સ્કુલના તથા કોલેજના વીદ્યાર્થીઓને લેવામાં આવતા નથી, પણ કામ ધંધાવાલા એમેચ્યુઅર શોખીન સાહેબોને દાખલ કરવામાં આવે છે.

આ એક આબરૂદાર કલબ છે જેમાં કોઈબી જાતનું વ્યસન ચલાવવામાં આવતું નથી પણ ગાયન નાટકની મોજ-મઝાહનો લાભ આપવામાં આવે છે.

**માલેક:—મ્હેરવાન બી૦ ઇરાની**

ઠેકાણું-ફોર્ટ એન્ડ પ્રોપ્રાયટરી
સ્કુલનું મકાન, ધોબીતલાવ.